# ચુસ્ત અને અતિચુસ્ત કાફિયા-વ્યવસ્થા સહિત
# અમૃત 'ઘાયલ'ના ૧૬ મતલા

અમૃત 'ઘાયલ'ના સમગ્ર સંગ્રહ 'આઠોં જામ ખુમારી'માંથી કુલ ૧૬ મતલા ચુસ્ત અને અતિચુસ્ત કાફિયા-વ્યવસ્થા સહિત પ્રસ્તુત છે. દરેક ચુસ્ત કાફિયા-વ્યવસ્થામાં કોઈ એકસરખાં સ્વરવાળા અક્ષર પછીના અક્ષર/અક્ષરો ક્રમ સહિત એકસરખાં જ હોય છે અને ફક્ત સ્વરાંત કાફિયા-વ્યવસ્થામાં ફક્ત છેલ્લા અક્ષરનો સ્વર જ એકસરખો હોય છે. અતિચુસ્ત કાફિયા-વ્યવસ્થામાં કોઈ એકસરખાં સ્વરવાળા અક્ષરની સંખ્યા એકથી વધુ હશે. મતલામાં અતિચુસ્ત કાફિયા-વ્યવસ્થા હોવા છતાં આખી ગઝલમાં ચુસ્ત કાફિયા-વ્યવસ્થા જ નિભાવવી જરૂરી છે પરંતુ આખી ગઝલમાં મતલા મુજબની અતિચુસ્ત કાફિયા-વ્યવસ્થા નિભાવવામાં આવે તો ગઝલ વધુ નિખરશે. આ લેખમાં પ્રસ્તુત ચુસ્ત અને અતિચુસ્ત કાફિયા-વ્યવસ્થા સમજવા આ બાબત ધ્યાનમાં રાખવી. કાફિયા-વ્યવસ્થાના ઊંડા અભ્યાસાર્થે મારી વેબસાઈટ પરથી કાફિયા અંગેના લેખનો અભ્યાસ કરવો રહ્યો.

૧

નવી દ્રષ્ટિ પ્રથમ પયદા કરે જૂના નયન માટે;
પછી મંતવ્ય બાંધે સાક્ષરો મારાં કવન માટે.
(આઠોં જામ ખુમારી – ૧૦૩)
રદીફ : માટે
કાફિયા : નયન - કવન
ચુસ્ત કાફિયા-વ્યવસ્થા : અકાર+ન
અતિચુસ્ત કાફિયા-વ્યવસ્થા : અકાર+અકાર+ન

૨

નથી સમજાતું જીવે કોણ કોની મ્હેરબાની પર;
મહોબત પર જવાની કે મહોબત ખુદ જવાની પર.
(આઠોં જામ ખુમારી – ૧૦૯)
રદીફ : પર
કાફિયા : મ્હેરબાની - જવાની
ચુસ્ત કાફિયા-વ્યવસ્થા : આકાર+ની
અતિચુસ્ત કાફિયા-વ્યવસ્થા : અકાર+આકાર+ની

૩

લાવ્યા છે કોણ જાણે કોનો વિચાર આજે;

વાગે છે ઉરમાં ઝીણી ઝીણી સિતાર આજે.

(આઠોં જામ ખુમારી – ૧૧૦)

રદીફ : આજે

કાફિયા : વિચાર - સિતાર

ચુસ્ત કાફિયા-વ્યવસ્થા : આકાર+ર

અતિચુસ્ત કાફિયા-વ્યવસ્થા : ઇકાર+આકાર+ર

૪

મરણને કંઈ દયા આવે? મરણને પણ દયા આવી;

હતી મુજ દુર્દશા કેવી? હતી મુજ દુર્દશા આવી.

(આઠોં જામ ખુમારી – ૧૪૬)

રદીફ : આવી

કાફિયા : દયા - દુર્દશા

ચુસ્ત કાફિયા-વ્યવસ્થા : આકારાંત

અતિચુસ્ત કાફિયા-વ્યવસ્થા : અકાર+આકાર

૫

ભલું ભાગ્યનું થાવ, દીધી ફકીરી;

ફકીરી ય કેવી કે કુચ્ચા અમીરી.

(આઠોં જામ ખુમારી – ૨૨૮)

રદીફ : *

કાફિયા : ફકીરી - અમીરી

ચુસ્ત કાફિયા-વ્યવસ્થા : ઈકાર+રી

અતિચુસ્ત કાફિયા-વ્યવસ્થા : અકાર+ઈકાર+રી

૬

નથી બીજું કમાયા કંઈ જીવનની એ કમાઈ છે;
અમારે મન જીવનમૂડી અમારી માણસાઈ છે.
(આઠોં જામ ખુમારી – ૨૩૪)
રદીફ : છે
કાફિયા : કમાઈ - માણસાઈ
ચુસ્ત કાફિયા-વ્યવસ્થા : આકાર+ઈ
અતિચુસ્ત કાફિયા-વ્યવસ્થા : અકાર+આકાર+ઈ

૭

વર્ષો થયાં પ્રસન્ન જિવારો નથી થયો;
કારણ, કોઈ અદીઠ ઇશારો નથી થયો.
(આઠોં જામ ખુમારી – ૨૭૭)
રદીફ : નથી થયો
કાફિયા : જિવારો - ઇશારો
ચુસ્ત કાફિયા-વ્યવસ્થા : આકાર+રો
અતિચુસ્ત કાફિયા-વ્યવસ્થા : ઇકાર+આકાર+રો

૮

એ જ તો હોય છે આધાર નિરાધાર કને;
હોય ના અશ્રુઓ તો હોય શું લાચાર કને.
(આઠોં જામ ખુમારી – ૪૩૬)
રદીફ : કને
કાફિયા : નિરાધાર - લાચાર
ચુસ્ત કાફિયા-વ્યવસ્થા : આકાર+ર
અતિચુસ્ત કાફિયા-વ્યવસ્થા : આકાર+આકાર+ર

૯
તારી નજદીક અવાયું લાગે;
એય ક્યાંથી કે મળાયું લાગે.
(આઠોં જામ ખુમારી – ૪૪૧)
રદીફ : લાગે
કાફિયા : અવાયું - મળાયું
ચુસ્ત કાફિયા-વ્યવસ્થા : આકાર+યું
અતિચુસ્ત કાફિયા-વ્યવસ્થા : અકાર+આકાર+યું

૧૦
અંતરમાં સળવળે છે ઇશારાની લાગણી;
કે થાય છે મને ય સિતારાની લાગણી.
(આઠોં જામ ખુમારી – ૪૫૬)
રદીફ : લાગણી
કાફિયા : ઇશારાની - સિતારાની
ચુસ્ત કાફિયા-વ્યવસ્થા : આકાર+રાની
અતિચુસ્ત કાફિયા-વ્યવસ્થા : ઇકાર+આકાર+રાની

૧૧
પ્રવાહી મોતીઓ પાલવ મહીં લઈને ઘટા આવી;
અચાનક ગેલતી ને ખેલતી ઠંડી હવા આવી.
(આઠોં જામ ખુમારી – ૫૦૭)
રદીફ : આવી
કાફિયા : ઘટા – હવા
ચુસ્ત કાફિયા-વ્યવસ્થા : આકારાંત
અતિચુસ્ત કાફિયા-વ્યવસ્થા : અકાર+આકાર

૧૨
રહી રહી અને ભીતર જલાવતી તો હશે;
ને અશ્રુ આંખ કનેથી પડાવતી તો હશે.
(આઠોં જામ ખુમારી – ૫૨૪)
રદીફ : તો હશે
કાફિયા : જલાવતી - પડાવતી
ચુસ્ત કાફિયા-વ્યવસ્થા : આકાર+વતી
અતિચુસ્ત કાફિયા-વ્યવસ્થા : અકાર+આકાર+વતી

૧૩
શબ્દને જો લોહીની સાચપ મળે;
તો જ વાણીને ખરી તાજપ મળે.
(આઠોં જામ ખુમારી – ૭૩૫)
રદીફ : મળે
કાફિયા : સાચપ - તાજપ
ચુસ્ત કાફિયા-વ્યવસ્થા : અકાર+પ
અતિચુસ્ત કાફિયા-વ્યવસ્થા : આકાર+અકાર+પ

૧૪
બહુ ખતરનાક કમનિગાહી છે;
એ સિયાહીની પણ સિયાહી છે.
(આઠોં જામ ખુમારી – ૮૭૭)
રદીફ : છે
કાફિયા : કમનિગાહી - સિયાહી
ચુસ્ત કાફિયા-વ્યવસ્થા : આકાર+હી
અતિચુસ્ત કાફિયા-વ્યવસ્થા : ઇકાર+આકાર+હી

૧૫

હોય છે આંખો પરંતુ રોશની હોતી નથી;
દુશ્મની જ્યાં હોય છે, ત્યાં દોસ્તી હોતી નથી.
(આઠોં જામ ખુમારી – ૮૪૨)
રદીફ : હોતી નથી
કાફિયા : રોશની – દોસ્તી(દોસતી)
ચુસ્ત કાફિયા-વ્યવસ્થા : ઈકારાંત
અતિચુસ્ત કાફિયા-વ્યવસ્થા - ૧ : અકાર+ઈકાર
અતિચુસ્ત કાફિયા-વ્યવસ્થા - ૨ : ઓકાર+અકાર+ઈકાર

૧૬

શબ્દની આરપાર જીવ્યો છું;
હું બહુ ધારદાર જીવ્યો છું.
(આઠોં જામ ખુમારી – ૪૮૩)
રદીફ : જીવ્યો છું
કાફિયા : આરપાર - ધારદાર
ચુસ્ત કાફિયા-વ્યવસ્થા : આકાર+ર
અતિચુસ્ત કાફિયા-વ્યવસ્થા - ૧ : અકાર+આકાર+ર
અતિચુસ્ત કાફિયા-વ્યવસ્થા - ૨ : આકાર+અકાર+આકાર+ર
અતિચુસ્ત કાફિયા-વ્યવસ્થા - ૩ : આકાર+ર+આકાર+ર

**Uday Shah**
**Dadatattu (Sai) Street, Navsari – 396445, Gujarat – India.**
**(M) +919428882632**

**Websites :-**

www.udayshahghazal.com
www.sites.google.com/site/udayshahghazal
www.sites.google.com/site/udayshahghazals
www.sites.google.com/site/udayshahxyz